GRAND ACADEMIC PORTAL
RESEARCH JOURNALS

GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# કનૈયાલાલ મુનશીની અસ્મિતા વિભાવના

ડૉ. દીપક પંડ્યા
આચાર્ય
સમર્પણ આર્ટ્સ એન્ડ કોમર્સ કૉલેજ, ગાંધીનગર
|| પંચવટી ||
પ્લોટ નંબર : ૧૦૦૦/૧
શ્રી હરિપાર્ક સોસાયટી,
સેક્ટર : ૨/ડી, ગાંધીનગર.
મો. – ૯૪૨૭૦૨૬૯૭૯

"આ અસ્મિતા શબ્દ ૧૯૧૩-૧૪માં હું યોગસૂત્રમાંથી આપણા ઉપયોગમાં ખેંચી લાવ્યો. અમે જન્મે ગુજરાતી છીએ અમે ગુજરાતી બોલીએ છીએ, અમારા સંસ્કાર ગુજરાતી છે એમ માત્ર કહેવાથી આપણામાં ગુજરાતી અસ્મિતા આવતી નથી. અસ્મિતા જે મનોદશા સૂચવે છે તેનાં બે અંગ છે : 'હું છું' અને 'હું હું જ રહેવા માંગું છું.' એમાં એક વ્યક્તિત્વની સુરેખ કલ્પના અને એ વ્યક્તિત્વને હસ્તીમાં રાખવાનો સંકલ્પ બંને રહ્યાં છે."[૧]

બહારથી રાજકારણ, સમાજકારણ અને સાહિત્યના લાગતા મુનશી અંતરમાં તો 'અસ્મિ' તત્ત્વના શોધક અને સાધક આત્મા હતા. એના પરિપાકરૂપે એમનું જીવનદર્શન ઘડાયું છે. અને એમના જીવન તેમજ કવનમાં સર્વત્ર વેરાયું છે.

અનીશ્વરવાદી નિત્શેથી પ્રભાવિત મુનશી નાસ્તિક નથી. મુનશીની દૃષ્ટિએ 'ઈશ્વર એટલે પૂર્ણત્વ'. 'માનવ વ્યક્તિત્વના સંપુર્ણ એકરાગ'ને મુનશી કૈવલ્ય, મોક્ષ સંસિદ્ધિ કે પૂર્ણત્વ તરીકે ઓળખાવે છે. એને પામવા માટે 'આત્મશિલ્પની કેળવણી' આવશ્યક છે.[૨] સર્વોત્તમ જીવનસ્વામીઓ – રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, દયાનંદ, રામકૃષ્ણ, વિવેકાનંદ, શ્રી અરવિંદ, ગાંધીજી વગેરે પાસેથી આપણને આ 'આત્મશિલ્પની કેળવણી' રૂપી જીવનકલા શીખવાની મળે છે.

મુનશીની દૃષ્ટિએ આધુનિક મનુષ્યના વ્યક્તિગત તેમજ જાતિગત જીવનમાં આ 'સમ્પૂર્ણ એકરાગરૂપી પૂર્ણત્વ પામેલ' ઈશ્વર આવીને વાસ કરે નહીં ત્યાં સુધી વ્યક્તિને પોતાને કે જગતને ઉગારવું શક્ય નથી. મુનશી માને છે કે આ પરમ – આત્મરૂપી વ્યક્તિત્વ સાથે તદાકાર થઈને સ્પંદન કરનારા પૂર્ણત્વમાં પોતાના જીવનને લીન કરવું – એવો કર્મયોગ કરવો એ જ પરમ પુરુષાર્થ છે – જીવનનો અર્થ છે.

મુનશી પ્લુટાર્કની નીતિનિર્લિપ્ત માનવતાને યોદ્ધાની કહી રજોગુણી કહે છે. પ્લુટાર્કની માનવતાના લક્ષણો પરાક્રમ, શક્તિ, લોકૈષણાની મહત્ત્વકાંક્ષા, કર્તવ્યપાલનનું ઝનૂન, મૃત્યુની વિડંબના, વિજયની લિપ્સા, વિજયનો ગર્વ અને અવિશ્રાંત પ્રયત્ન બધાં રજોગુણી છે.

એનાથી ચડિયાતી માનવતા મુનશીની દૃષ્ટિએ નૈતિક માનવતા છે. બૌદ્ધશ્રમણ દર્શન એનો દાખલો છે. તે રાગ-ભય-ક્રોધથી મુક્ત થઈ પોતાનું ને પારકું દુ:ખ દૂર કરે છે. માનવીને સાધુ બનાવે છે. તેમ છતાં મુનશીને આ શ્રમણભાવના આર્યાવર્તના અધ:પતનનું કારણ લાગે છે. મુનશીની દૃષ્ટિએ તેથી દેશમાં પરલોકભિમુખતા, ભીરુતા તે નિર્માલ્યતા આવી છે.

મુનશીની દૃષ્ટિએ એથીયે ચડિયાતી માનવતા અતિનૈતિક છે – જે ત્રિગુણાતિત છે. આ માનવતા સમગ્ર પૃથ્વી અને સમગ્ર માનવજાત સૌને સાથે લઈને ચાલે છે – સૌની હિમાયત કરે છે. વ્યક્તિને પોતાનો સ્વ-ભાવ, સ્વ-કર્મ, સ્વ-ધર્મ અને અતિનૈતિક માનવતાનું ધ્યેય બતાવે છે. પ્રત્યેક મનુષ્યને સ્વ-ભાવ-ભાવના દ્વારા પોતાના જીવનનું લક્ષ્ય પ્રદાન કરે છે.

આ સંદર્ભમાં મુનશીની દૃષ્ટિએ સ્વ-ધર્મની પ્રાપ્તિ તે જ ઈશ્વરપ્રાપ્તિ છે. ગીતાભાખ્યું જીવન 'કર્મયોગ' એમને અભિપ્રેત છે. 'યોગદર્શન'ના 'યોગ' અને શ્રી અરવિંદદર્શનના યોગને મુનશી ધ્યેયસાધન માને છે. અહીં મુનશી આચારધર્મનું મોટું સૂત્ર આપે છે કે – 'સિદ્ધિ વિના સુખ નથી અને તપ વિના સિદ્ધિ નથી.' જે સંયમ ગુમાવે છે તે

અધોગતિ પામે છે. મુનશીની દૃષ્ટિએ દુનિયામાં માત્ર પદવી, પૈસો કે બહાદુરીથી શ્રેષ્ઠતા નથી મળતી પણ સ્વ-ધર્મનું ભાન, સંયમ-સંસ્કાર અને ચિત્તની શુદ્ધતા જરૂરી છે. મુનશી કહે છે કે 'ચિત્તવૃત્તિનો માત્ર નિરોધ' નકામો છે. 'ભાવના' – એટલે કે 'હું કેવો થવા મથું છું.' તેની સંપૂર્ણ કલ્પનાશક્તિ – becoming વગર નિરોધના પ્રયત્નમાં સફળતા નહિ આવે.

મુનશીની દૃષ્ટિએ 'કરવું' એના કરતાં 'થવું' એ જ ખરી વસ્તુ છે. 'હું કમાઉ છું', 'હું લખું છું', 'હું હરું-ફરું છું' માત્ર તેમાં મહત્તા નથી – વિકાસ નથી. હું ગઈકાલે શું હતો અને આજે શું છું એનું માપ એ જ મારી મહત્તાનું – વિકાસનું સાચું માપ છે. મુનશીની મોક્ષની વ્યાખ્યા છે : "સૌની સ્વ-ભાવજન્ય વૃત્તિઓના સર્વાંગ સરસ વિકાસમાં જ આત્મસિદ્ધિ-મોક્ષ રહ્યો છે." મુનશી માને છે કે આત્મસિદ્ધિની સમતોલ યોજનામાં પરમ્પરા અને પ્રયોગ (પરિવર્તન) બંનેને સ્થાન છે. 'ઉત્તરોત્તર વધારે આત્મવાન થવાની ક્રિયાને, એવી 'ભાવના'ને મુનશી જીવનની મુખ્ય ક્રિયા ગણે છે. આત્મવાન થઇ પ્રૌઢતર વ્યક્તિત્વ મેળવવામાં તે આત્મસિદ્ધિ જુએ છે : મુનશીની દૃષ્ટિએ 'ભવ' નહિ પણ ભાવનામાં મચ્યા રહેવું એમાં જ સક્ષાત્કારનું રહસ્ય છે.

ફ્રોઇડ કરતાં મુનશી જુદા પડે છે. ફ્રોઇડ માણસની 'સાહજિક વૃત્તિઓને' માણી લેવામાં માને છે. જયારે મુનશી 'સ્વાભાવિક વૃત્તિઓની' કેળવણીમાં માને છે. અહીં તેઓ સ્વાભાવિક વૃત્તિઓની શક્તિઓની કેળવણી અર્થે તપ, સાધના અને ઉર્ધ્વીકરણનો સંકેત કરે છે. તેમની દૃષ્ટિએ : 'જે જીવનને ઉન્નત કરે તે વિજય અને ન કરે તે પરાજય.'

મુનશી પ્રેમ અને સૌંદર્ય બન્નેને 'પૂર્ણત્વ' પ્રાપ્ત કરવામાં સાધક માને છે. મુનશી માનવજીવનમાં કર્મયોગ, જ્ઞાનયોગની સાથે ભક્તિયોગ–પ્રણયયોગને પણ સ્થાન આપે છે. પ્રણયયોગથી સ્ત્રી-પુરુષના જીવનમાં અવિભાજ્ય અદ્વૈત સધાય છે. તો સૌંદર્યયોગથી અનંતજીવન અને અપાર આનંદ પ્રાપ્ત થાય છે. મુનશી કહે છે કે 'પ્રેમ અને સૌંદર્ય બન્ને જીવનની મહાભાવનાઓ છે, પ્રેમ અને સૌદર્યની સાધનાથી ખરી માણસાઈનો પ્રારંભ થાય છે.'

મુનશી સ્ત્રી-પુરુષ સંબંધ સંદર્ભે 'અવિભક્ત આત્મા'[૪] ના પુરસ્કર્તા છે. તે કહે છે કે – "પુરુષ અને સ્ત્રી એકલાં સદા અધૂરાં છે. તેઓ સમયની સરિતામાં એકબીજાનાં અર્ધાંગ શોધતાં હોય છે. ઘણીવાર આ શોધ નિષ્ફળ નીવડે છે. કોઈકવાર એકમેક માટે સર્જાયેલા અર્ધાંગો મળે છે – અંગ આખું થાય છે. તે વિભક્ત આત્મા અવિભક્ત સ્વરૂપે પ્રગટે છે." વશિષ્ટ અને અરુંધતી, એવા અવિભક્ત આત્મપ્રેમના અમર આદર્શ છે.

આ સંદર્ભમાં મુનશીની દૃષ્ટિએ સ્ત્રી-સ્વાતંત્ર્ય એટલે પુરુષથી સ્વતંત્ર થવું એમ નહીં, પરંતુ સ્ત્રી જ્યાં પોતાનું હૃદય પુરુષને અર્પવા ઈચ્છે છે, ત્યાં એને પ્રેમાર્પણની સ્વતંત્રતા હોવી જોઈએ. મુનશી કહે છે કે સ્ત્રી પ્રેમને માત્ર મેળવવા નહિ , પણ આપવા ઈચ્છે છે. સ્ત્રીના પ્રેમને કોઈ લાલચથી, જુલમથી મેળવી શકતું નથી.[૫]

મુનશીની દૃષ્ટિએ જે સંબંધ માત્ર ચામડીની ચકમકમાં શરૂ થાય છે તે વિરમે છે, તેણે તો પશુ ય ન સૂંઘે. મુનશીનો પ્રેમ એ માત્ર વિલાસનો પ્રેમ નથી, માત્ર સંભોગ શૃંગાર નથી, તે તો 'પ્રણયતપ' છે. કાલિદાસ અને ભવભૂતિની જેમ મુનશીની પ્રણયભાવના પણ તપથી પવિત્ર થયેલા પ્રેમની ભાવના છે. 'સુખ અને દુ:ખમાં, જીવનમાં અને મરણમાં, એકાત્મતાના દર્શનાર્થે અડગ અને આકરાં વ્રત કરવાં એ પ્રણયતપ-પ્રણયયોગ'[૬] એવો મુનશીનો આદર્શ છે.

મુનશી સૌન્દર્યના ચાહક-પૂજક-આરાધક છે પણ માત્ર તેને જ પ્રેમનું મૂળ સમજતા નથી. પણ સ્ત્રી-પુરુષની જીવનભાવનાને, જીવનપુરુષાર્થને અને તદાનુસાર ગુણસંપદાને મહત્ત્વ આપે છે. મુનશીની આવી પ્રણયભાવના, નર-નારીની પરસ્પર અનુભૂતિમાંથી જન્મેલ લાગણીની અભિવ્યક્તિ તેમના સાહિત્યનુ તત્ત્વબીજ 'મોટીફ' છે.[૭]

આવા અસ્મી તત્વને પામ્યા પછી મુનશી વ્યક્તિત્વનો વિકાસ થતાં પૂછે છે – ' ગુજરાતની અસ્મિતા એટલે શું?'[૮] મુનશી લખે છે : " 'ગુજરાત' એક જીવંત અને જાગ્રત વ્યક્તિ છે – જે પોતાને એક કલ્પવામાં, પોતાનું અસ્તિત્વ એક દ્રઢ સંકલ્પ દ્વારા સર્જવામાં જીવનસાફલ્ય સમજે છે. એ ગુજરાતીઓનું બન્યું છે ખરું પણ એ માત્ર માનવીઓનો સમૂહ નથી. જ્યાં ગુજરાતીઓ 'ગુજરાત' છે ને રહેશે એવી નિર્ણયાત્મક કલ્પના સેવી એકઠા મળે છે, ત્યાં ગુજરાતની હસ્તી છે. ગુજરાત વિસ્તરે છે – જ્યાં ગુજરાતીઓ પોતાની ઈચ્છાશક્તિ અને સંકલ્પબળથી એને સરજે છે ત્યાં. 'ગુજરાત' તો એક ભાવનાવાહી જીવંત સાંસ્કારિક વ્યક્તિ છે. ગુજરાતના વ્યક્તિત્વના ભાવથી પ્રેરાઈ તેનું વ્યક્તિત્વ સિદ્ધ કરવાનો જેણે સક્રિય સંકલ્પ કર્યો હોય તેનામાં ગુજરાતી અસ્મિતા હોય."[૯]

આવા ગુજરાતની અસ્મિતાના વિધાયકોમાં મુનશીની દૃષ્ટિએ સિદ્ધરાજ જયસિંહ, હેમચંદ્રાચાર્ય, નરસિંહ મહેતા, કવિ પ્રેમાનંદ, કવિ નર્મદ, રણજિતરામ મહેતા અને ગાંધીજી જેવાનું સ્થાન અગ્રગણ્ય છે. એમના મતે ગુજરાતની આ

અસ્મિતાએ સાફલ્ય પ્રાપ્ત કર્યું તે તો ગાંધીજીને પ્રતાપે અને આમ એ રાષ્ટ્રીય આત્મસિદ્ધિનું પગથીયું બની રહે છે.

મુનશીની દૃષ્ટિએ આ ભાવના સંકુચિત નથી, કેમ કે તેઓ માને છે તેમ હિંદથી અલગ ગુજરાતનું અસ્તિત્વ ન હોઈ શકે. બધી પ્રાંતિક વિશિષ્ટતા પોતપોતાની અસ્મિતા જાળવીને હિંદની પ્રચંડ એકતામાં ભળી જાય તો જ જીવનસાફલ્ય પ્રાપ્ત થશે. મુનશીએ ‘મારી શ્રદ્ધા’ નામના લેખમાં કહ્યું છે : “આપણી સમક્ષ એકમાત્ર ધ્યેય હોવું જોઈએ – સૌથી પહેલો દેશ. એ જ એકમાત્ર મોક્ષનો માર્ગ છે.”

મુનશીની આવી ઊંડી દેશભક્તિનું બીજ ક્યાં રહેલું છે ? વડોદરા કૉલેજના પ્રખર રાષ્ટ્રવાદી પ્રોફેસર શ્રી અરવિંદ ઘોષ પાસે રાષ્ટ્રીયતાના રંગે રંગાયેલા વિદ્યાર્થી મુનશી અભ્યાસ કરતા હતા. વિદ્યાર્થી મુનશી એક મિત્ર સાથે પ્રોફેસર ઘોષને મળવા ગયા. સંકોચાતા સંકોચાતા પ્રશ્ન પૂછ્યો – ‘રાષ્ટ્રીયતા કેમ કેળવાય ?’ભારતનો નકશો બતાવી શ્રી અરવિંદે કહ્યું : ‘પેલો નકશો જોયો ? એના પર્વતો, એની નદીઓ અને એના જંગલો એ એનો સ્થૂલ દેહ. એના નિવાસી માત્ર એના નાનામોટા તંતુઓ, તેનું સાહિત્ય તે તેની સ્મૃતિ અને વાણી, એનું જીવન એ એનું ચૈતન્ય. એની સંસ્કૃતિની ભાવના એ એનો પ્રાણ, તેનું સ્વાતંત્ર્ય અને સુખ તે એનો મોક્ષ.’[૧૦]

આમ મુનશીની રાષ્ટ્રીય અસ્મિતા વિશેની કલ્પનાનું બીજ શ્રી અરવિંદના ઉત્તરમાં રહેલું છે. જે ભારતીય વિદ્યાભવનની સ્થાપના સહિતના મુનશીના બધાં કાર્યોમાં પાછળથી અંકુરિત થયેલું છે.

સારસ્વત મુનશીએ સર્વકાલીન રાષ્ટ્રરોગ – કુસંપને ‘ગુજરાતનો નાથ’માં વેધક રીતે અનાવૃત્ત કર્યો છે. માંહેમાંહે વૈમનસ્ય રાખનારાં રજવાડાઓને એક તાંતણે બાંધી શક્તિશાળી અવિભાજ્ય રાષ્ટ્રનું નિર્માણ કરે તેવા મુત્સદ્દી રાજનીતિજ્ઞ એમને અભિપ્રેત છે. આ નેતાગીરીનો મુંજાલ પ્રતિનિધિ છે ભૂતકાળનો, કાક પ્રતિનિધિ છે તત્કાળનો અને કીર્તિદેવ પ્રતિનિધિ છે ભવિષ્યકાળનો. ‘ગુજરાતનો નાથ’માં આપણા સર્વકાલીન પ્રગટ દોષ કુસંપને પરહરી અખંડ આર્યાવર્તના જ્વલંત સ્વપ્નની ઝાંખી કરાવી છે એમાં મુનશીની વત્તાઈ છે.

જીવનમાં રહી, જીવાતા જીવન સાથે રહી, અનુરૂપ જગત કે જીવન ઊભું કરી, જરૂર પડે તો જીવનના નવા ચીલા ચાતરી, વાસ્તવિકતાઓ વચ્ચે આદર્શમય જીવનની ઝંખના રાખી એવું જીવન બનાવવાનો મહાપુરુષાર્થ મુનશીના પાત્રો અને એ પાત્રોમાં દેખાતું મુનશીનું જીવનોલ્લાસીપણું અને પૌરુષભર્યા જીવનનો એમના પાત્રોનો સંદેશ એ છે મુનશીનો જીવનસંદેશ : ‘તારી જાતને ઓળખ અને તારી જાતને પ્રગટ થવા દે.’

મુનશીના પાત્ર શુક્રાચાર્યે કચને આપેલો સંજીવનીનો મંત્ર એ શ્રી મુનશીનો જીવન મંત્ર બની રહે છે : ‘ડરવું નહીં, હઠવું નહીં, નમવું નહીં, યુદ્ધ કરવું સદા.’ આવી શ્રદ્ધા સાથે મુનશીએ પોતાની ભાષા, સાહિત્ય, સંસ્કાર અને જીવન તથા પોતાની વિવિધ પ્રવૃત્તિઓને ‘અસ્મિતા’ વડે સજીવન કરી અને એક ગુજરાતી રાષ્ટ્રધર્મનો સક્ષાત્કાર કર્યો – કરાવ્યો.

## પાદટીપ

'ગુજરાત' – દીપોત્સવી અંક, વિ.સં. ૨૦૨૨માં પ્રગટ થયેલ ‘ગુજરાતની અસ્મિતા’ નામક લેખ.
‘આત્મશીલ્પની કેળવણી’, કનૈયાલાલ મુનશી ઈ.સ. ૧૯૫૦
‘ભગવદગીતા અને અર્વાચીન જીવન’, કનૈયાલાલ મુનશી ઈ.સ. ૧૯૫૦
‘અવિભક્ત આત્મા’, ‘કનૈયાલાલ મુનશી ઈ.સ. ૧૯૨૩
‘મુનશીનાં નાટકનાં સ્ત્રી પાત્રો’, વસુબેન ભટ્ટ, ‘ક.મા. મુનશી જન્મ શતાબ્દી ગ્રંથ’ ઈ.સ. ૧૯૮૭
‘મુનશીનું જીવનદર્શન’, ડૉ. બહેચરભાઈ પટેલ, ‘ક.મા. મુનશી જન્મ શતાબ્દી ગ્રંથ’ ઈ.સ. ૧૯૮૭
‘ક.મા. મુનશી – એ લેજન્ડરી ફિગર’, પુષ્કર ચંદરવાકર, ‘ક.મા. મુનશી જન્મ શતાબ્દી ગ્રંથ’ ઈ.સ. ૧૯૮૭
‘ગુજરાતની અસ્મિતા’, કનૈયાલાલ મુનશી, ઈ.સ. ૧૯૩૯
એજન
‘ભારત અને ભારતીય સંસ્કૃતિના અજોડ ચાહક : મુનશી’ શ્રી એચ. એમ. પટેલ, ક.મા. મુનશી જન્મ શતાબ્દી ગ્રંથ’ ઈ.સ. ૧૯૮૭